

# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨
અંક ૨
શ્રીઅપરા એકાદશી વ્રત
વૈશાખ વદ ૧૧, ૨૦૬૫



*राग धनाश्री*

वल्लभ वल्लभ अति वल्लभ मुख वल्लभ अति नीको ।।
याही देखे ओर सबे लागत हे फीको ।। १ ।।
निरखि निरखि हरखित अति भावतो मेरे जीयको ।।
वृन्दावनचंद नहीं चाहत सकल सोभाा कोटी को ।। २ ।।

અનુક્રમણિકા



*શ્રીગોકુલેશ પાઠશાળા*

।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

### નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સાદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સાદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

ભગવદ્‌મંડળી, રાત્રીબેઠક, સત્સંગમંડળો વગેરેમાં જેમની અધરસુધાનું રસપાન આદર સહિત પ્રેમપૂર્વક સૌ સેવક-વૈષ્ણવો કરે છે, તથા જેમના અથાગ પરિશ્રમ એવં કૃપાકટાક્ષથી લલાટમાં દંડાકાર તિલક અને શ્રીકંઠમાં તુલસીની માળાજી અદ્યાપિપર્યન્ત સમગ્ર પુષ્ટિમાર્ગીય ઊભય-વૈષ્ણવો જે નિર્ભયતા અને સગર્વ ધારણ કરે છે એવા **શ્રીગુસાંઈજી પ્રભુચરણના શ્રીચતુર્થાત્મજ અને શ્રીમાલા-તિલક રક્ષણહાર શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણના નામથી** ભાગ્યે જ કોઈ સન્માર્ગી અપરિચિત હશે. **વિ.સં. ૧૬૦૮ના માગસર સુદ સાતમના શુભ દિવસે અડેલમાં આપશ્રીનું પ્રાગટ્ય થયું હતું.** પરમ ભગવદીયા કૃષ્ણાદાસીએ **આયો મેરો ગોકુલનાથ** કહીને આપશ્રીના પ્રાગટ્યની વધાઈ સર્વેને આપી હતી. આથી જ આપશ્રીનું જગપ્રસિદ્ધ નામ **શ્રીગોકુલનાથજી** પડ્યું છે. સ્વગૃહે તથા સ્વમાર્ગીય ગ્રંથટીકા સાહિત્યમાં આપશ્રી શ્રીવલ્લભ નામથી સ્વપરિચય આપે છે.

શ્રીગોકુલેશ પ્રભુચરણ ભૂતળ ઉપર ૮૯ વર્ષ સુધી બીરાજ્યા હતા. આપશ્રીએ સમગ્ર જીવનમાં એક ક વાર દૈવી જીવોના ઉદ્ધાર્થે ગુજરાતમાં પધાર્યા હતા. શ્રીમાલા-તિલકના રક્ષણાર્થે બાદશાહને મળવા આપશ્રી એક વાર કાશ્મિર અને તત્પશ્ચાત થોડાક માસ માટે શ્રીમદ્ ગોકુલ ત્યજી સોરમજી બીરાજ્યાં હતાં. તે સિવાય આપશ્રીએ સમગ્ર જીવનકાળ શ્રીમદ્ ગોકુલમાં સ્વસેવ્ય સ્વરૂપની સેવામાં અને અંતરંગ સેવકોને વાક્સુધાવૃષ્ટિથી

ભીંજવવામાં જ વ્યતીત કર્યો હતો. શ્રીગોકુલેશ પ્રભુચરણ બહુશ્રુત વિદ્વાન, માર્ગના મર્મજ્ઞ, સર્વજ્ઞ અને રસિક શિરોમણિ છે. શ્રીગોકુલેશ પ્રભુચરણનું સ્વરૂપનું એવું તો આકર્ષણ હતું, છે કે આપશ્રીના સમયમાં સેવક સમુદાય સ્વરૂપાસક્ત અને અનન્યશ્રિત ખૂબજ વિશાળ હતા, અને આજ પર્યન્ત છે. અનોસરમાં શ્રીગોકુલેશ પ્રભુ જ્યારે નિજ શ્રીબેઠકમાં બિરાજતા ત્યારે આપશ્રીના કૃપાપાત્ર અંતરંગ ભગવદીયો, ગુણીજનો, કવિઓ, વિદ્વાનો, વગેરે વિશઅળ સમૂહ આપશ્રીના દર્શનાર્થે અને શ્રીમુખના વચનામૃતોનું પાન કરવા અહર્નિશ ઉપસ્થિત રહેતો હતો. શ્રીયમુનાજીના પુલિન ઉપર પધારતાં, જલધરામાં પધારતી વેળા એમ વિવિધ સમયે આપશ્રી અંતરંગ સેવકોને આત્મા-પરમાત્માથી માંડી વિવિધ વિષયો, સેવા-સત્સંગનું સ્વરૂપ, વૈષ્ણવ-કર્તવ્ય, આચાર-વિચારની શિક્ષા વગેરે અનેક વિષયોનું હાસ્ય પ્રસંગો અને વચનામૃતો દ્વારા રસ-સિંચન કરતા હતા. શ્રીમુખેથી શ્રવણ કર્યા પછી, આપશ્રીના અનન્ય સેવકો-કલ્યાણ ભટ્ટજી, માલજીભાઇ પંચોલી, જમનાદાસ જાની, વ્યારાવાળા ગોપાલદાસજી, વગેરે સ્વગૃહે જઇ તેની નોંધ કરી લેતા હતા. આ ચોવિસ વચનામૃતોનું પ્રાદુર્ભાવ સ્થાન પણ આપશ્રીના શ્રીમદ્ ગોકુલના શ્રીબેઠકજી છે.

આપશ્રીના પરમાનુગ્રહથી જ સમગ્ર પુષ્ટિસૃષ્ટિ આજે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજી પ્રભુચરણના કૃપાપાત્ર સેવકોના વાર્તા ચરિત્રો, નિજવાર્તા-ઘરૂવાર્તા, શ્રીબેઠકચરિત્ર આદિનો રસાસ્વાદ માણવા ભાગ્યશાળી બની છે. સાક્ષાત્ શ્રીપુરુષોત્તમવાણી સ્વરૂપ વ્રજભાષાને ભારતીય સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરાવવાનો યશ શ્રીગોકુલેશ પ્રભુને જ છે. વ્રજભાષામાં સંકલિત આ સ્વમાર્ગીય ગદ્યસાહિત્ય શાક્ષાત્ શ્રીગોકુલેશ પ્રભુનું વાંગ્મય સ્વરૂપ છે. તદુપરાંત આપશ્રીએ શ્રીસર્વોત્તમસ્તોત્ર, વલ્લભાષ્ટક, ગદ્યમંત્ર, ષોડશગ્રંથો, વગેરે ઉપર ટીકાસાહિત્ય રચી અપાર કૃપાવૃષ્ટિ કરી છે.

આપણે આ તાત તણો પ્રતિબિંબ રે રસના દ્વારા શ્રીગોકુલેશ પ્રભુની અલૌકિક વાક્સુધાનો સ્વસેવકો એટલે કે રસિકજનો આસ્વાદ લે એવી અપેક્ષા સહ ભક્તમનોરથપૂરક અને અલૌકિક રસાનંદદાતા શ્રીગોકુલેશ પ્રભુચરણના શ્રીયુગલચરણારવિંદમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સિવાય અન્ય કંઇપણ કરવા જીવ અસમર્થ જ છે. આવા અલૌકિક સ્વરૂપના સ્વરૂપવર્ણન કરતાં અનેક ભક્ત-કવિઓએ પદો દ્વારા સ્વરૂપ વર્ણન કર્યું છે. એવા એક ભક્ત કવયિત્રીનો સારાંશમાં જીવન પ્રસંગ સમજીએ.

**રૂપાંબાઇ** :- આ રૂપાંબાઇ એ પ્રાંતિજનાં વીર ભક્ત કવયિત્રી હતાં, જેમણે ૧૩૪ પ્રસંગોનું નિત્ય ચરિત્ર લખ્યું કહેવાય છે. આ ભક્ત સ્ત્રીકવિનું સાયિત્ય તથા જીવન અનુગ્રહ વર્ષ ૨૦ના અંક ૬માં પ્રગટ થયું છે. તેમની લખેલી બે ગુજરાતી અષ્ટપદીઓમાં શ્રીગોકુલેશજીના સ્વરૂપની મધુરતા તથા નિર્મળતા દર્શાવી છે. શ્રીગોકુલેશજીનો વિવાહ પ્રસંગ શોભન રૂપાંબાઇ શ્રીગોકુલેશ પ્રભુ સમક્ષ ગાયો હતો. જેથી શ્રીગોકુલેશ પ્રભુ બહુ





પ્રસન્ન થયા હતા. આ વિવાહ શોભન આજે પણ લગ્ન પ્રસંગે સેવક-વૈષ્ણવો ગાય છે. આવા લગભગ ૭ શોભન છે, અત્રે આપણે પ્રથમ શોભનનું રસપાન કરીશું.

સંસ્કૃત સ્તોત્ર વિભાગના અવલોકન પછી વ્રજ ભાષાનાં પદ ને ગુજરાતી ધોળનું અવલોકન કરતાં પહેલાં ચોખવટ કરવાની જરૂર છે કે કેટલાંક પદ ને ધોળના કર્તા બિલકુલ જાણીતા નથી. કેટલાક ભગવદીઓએ દાસનો દાસ, નિજદાસી વગેરે ઉપનામથી સાહિત્ય રચ્યુ છે, જ્યારે કેટલુંક સાહિત્ય નામ સામ્યથી એકને બદલે બીજાના નામે ચઢી જવા સંભવ છે. હજું આવા અનેક ભક્તો કવિઓનું સાહિત્ય ઘણું જ છે. લગભગ દશ બૃહદ્ ગ્રંથ પ્રગટ થાય એટલું સાહિત્ય છે, છતાં પૂર્ણ સાહિત્ય પ્રગટ બાકી રહેશે.

**(શોભન - ૧)**

કૃપા કરો જાઉં વારી વારી જી, વિવાહ ગાઊં મંગલ શુભકારીજી. ૧
સોલ વરસના શ્રીગોકુલબિહારીજી, શ્રીવિઠ્ઠલજીએ જોયું મન વિચારીજી. ૨
શોભાજીને વાત પૂછી શુભકારીજી, શોભાજી તે બોલ્યાં વચન વિચારીજી. ૩
વેણા ભટને ઘેર છે સકુમારીજી, રૂપ ગુણમાં તે રઢિયાળીજી. ૪
સાત વરસની છે સકુમારીજી, મીટડી તે ભરી ભરી નિહાળીજી. ૫
સુંદરી તે મારા ચિત્તમાં આવીજી, સજ્જન સહુકોને મન ભાવીજી. ૬
શ્રીવિઠ્ઠલજીએ એ કન્યા નિરધારીજી, રૂપાંબાઈ જાએ વારી વારીજી. ૭

વધાઇ વધાઇ વધાઇ

આપણા માર્ગમાં જેઠ સુદ ૧૦ના શુભ દિવસે શ્રીગંગા દશમી છે, આપણા માર્ગમાં આજનો દિવસ શ્રીયમુનાજીના ઉત્સવના રૂપમાં માનેલો છે. શ્રીયમુનાજીના ઉત્સવની અનેકાનેક વધાઇ.

**રાગ રામકલી : શ્રીયમુનાજી તુમસી ઓર ન દાતા;**
**તનુનવ દાન કરત સેવાહિત, સકુચ રહેત વિધાતા. ૧**
**ગોપકુમારી કીયો વ્રત પૂરન, કીરતી જગવિખ્યાતા;**
**રસિકજન સોઇ માંગત હેં, કરો કૃપા મમ માતા. ૨**

(શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

---

ભાવત્ક:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ વૈશાખ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ જેઠ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

મે ૨૦, ૨૦૦૯ થી જુન ૨,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - વૈશાખ વદ | બુધ | મે ૨૦ | **શ્રીઅપરા એકાદશી વ્રત** |
| ૧૨ | ગુરુ | ૨૧ | |
| ૧૩ | શુક્ર | ૨૨ | |
| ૧૪ | શનિ | ૨૩ | |
| ૩૦ | રવિ | ૨૪ | |
| ૧ જેઠ સુદ | સોમ | ૨૫ | **આજથી લઇને જેઠ સુદ ૧૫ રવિવાર સુધી સૂર્યની સ્થિતિ રોહિણી નક્ષત્રમાં છે, તેથી આ દિવસોમાં શ્રીપ્રભુને ચન્દન અવશ્ય ધરાવવું.** |
| ૨ | મંગલ | ૨૬ | |
| ૩-૪ | બુધ | ૨૭ | |
| ૫ | ગુરુ | ૨૮ | **પ્રાત: ૮.૫૦ થી ગુરુ પુષ્યામૃત યોગ.** |
| ૬ | શુક્ર | ૨૯ | |
| ૭ | શનિ | ૩૦ | |
| ૮ | રવિ | ૩૧ | |
| ૯ | સોમ | જુન ૧ | |
| ૧૦ | મંગલ | ૨ | **શ્રીગંગા દશમી, શ્રીયમુનાજીનો ઉત્સવ. (આપણા માર્ગમાં આજનો દિવસ શ્રીયમુનાજીના ઉત્સવના રૂપમાં માનવામાં આવે છે.** |

**એ ન નિવાસ યોગ્ય છે કે જેમાં બીજા વિષય વિના ભગવાનની કથાથી જ (સમય) જાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૪-૨૭)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## કૌમારલીલા

...ગતાંકથી આગળ

શ્રીમદ્ વલ્લભ વદન પ્રસન્નજી ॥ સહુનુ ભૂષણ પ્રાણ જીવનજી ॥

નિત્ય નિત્ય નૌતન રસના રંગજી ॥ અંગ અંગ વારું કોટિ અનંગજી ॥

**ચાલતાં તથા બોલતાં શીખવવું :**

સમય જતાં ધીમે ધીમે શ્રીગોકુલેશજીને ચાલતાં શીખવવામાં આવ્યું, શ્રીગોકુલેશજીના પરમ કૃપાપાત્ર દામોદરદાસી કે જે પ્રાકટ્ય સમયથી જ શ્રીગોકુલેશજીની ખવાસીમાં જોડાયાં હતાં તેમણે મુખ્યત્વે કરીને આ સેવા ઉપાડી લીધી. આ ઉપરાંત પ્રસંગોપાત્ત પિતા-માતા શ્રીગુસાંઈજી, શ્રીરુક્મિણીજી તથા કૃષ્ણાદાસી જેવા પરમ કૃપાપાત્ર ભક્તજનો પોતાના વાત્સલ્યભાવને લઇ શ્રીગોકુલેશજીને ચાલતા શીખવવા અનેક પ્રયત્ન કરતાં. આ પ્રસંગનું વર્ણન કરતાં ગોપાલદાસજી વ્યારાવાળા આલેખે છે :

[1]ચતુર એને ચાલવા શિખવે, રહીને સાથ;
પૂરું ચરણ ધરાય નહીં, અંગુલીબલ ગાંઠે હાથ.
કુંવર શ્રીરુક્મિણીજીનોજી . ૧૦
બેહુ આંગલીએ પ્રભુને, તે વળગાડે મનરંગ;
સન્મુખ રહી નિહોરાઈને, તે ચાલે છે સંગ સંગ, કું. ૧૧
મરકલડાં દેઈ દેઈને, મહામોદસું ચાલે આપ;
શીતલતા થઈ ભોમીને, ટળિયા સહુ પરિતાપ, કું. ૧૨
કો સમે ઘૂંટણીએ થઈ, વ્રીષન તેણે અનુકર્ણ;
તેહ જ રીતે શ્રીગુસાંઈજી ચાલે, તેહવે વર્ણ. કું. ૧૩
તેણે સમે શ્રીગુસાંઈજી, આનંદ ઉર ન સમાય;





જેમ પ્રભુ તેમ અનુકર્ણ કરે, જ્યાં ત્યાં સાથે થાય. કું. ૧૫

એણી પેરે જ્યારે ચાલવા, શીખ્યા પ્રાણાધાર;

ભક્ત સહુ તે જોઈને, ઓવારે વારંવાર. કું. ૧૬

નાચે નાના ભાંતીસું, આભરણ કરે નાદ;

તાલી દેઇ થેઇ થેઇ કરે, નેનપણે લાગો વાદ, કું. ૧૭

વચન નિહાળે પ્રેમસું જોતાં તૃપ્તિ ન થાય;

ભાગ્ય સરાહે ભામિની, આનંદ ઉર ન સમાય, કું. ૨૨

(રાગ રામકલી, પ્રાગટ્ય સિદ્ધાંતમાં ૧૩)

[૧]ચતુર - દામોદરદાસી

રુક્મિની ચલન શિખાવત પાયન.

સુતકી ગહે અંગુરિયાં ડોલત, શોભા કોટિ ભાયન[૨]. ૧

મણિમય જટિત ઘૂઘરું બાંધે, નાચત અપને પાયન;

વૃંદાવનકો ચંદ એ વલ્લભ, હરખ બઢાવત માયન. ૨

[૨]ભાયન - ભાણ, સૂરજ

ઠુમકી ઠુમકી ચરન ધરત રી મન હરત વલ્લભલાલ;

રુનુઝુનુ રુનુઝુનુ નૂપુર બાજે,

તબ ચાય ચાય ચલત ચંચલ ચાલ.૧

બોલત કછુ અલબલાત સમજ નહીં જાતરી,

અતિ મધુરે વચન રસાલ;

યહ છબિ નિરખી નિરખી બહુ ભાંતિ,

વૃંદાવન વારત મણિલાલ. ૨

આ પ્રમાણે શ્રીગોકુલેશજીને ચાલતાં શીખવવામાં આવતું હતું, એની સાથે બોલતાં શીખવવાના પ્રયત્નો પણ શરૂ કરવામાં આવ્યા, અને તેથી.

દામોદરદાસી સુએ ઉત્તાના[૩] થઈ મોદ;

ઉપ ઉપર બેસાડીને ત્યાંહા, કરે તે બાલવિનોદ. કું. ૨૩
અલબલ કલબલ બોલની, બોલે મધુરા બોલ;
સુણી સુખસાગર ઊલટે, નહિ કો એ રસને તોલ. કું. ૨૪
દામોદરદાસી બોલે, તેણી રીતે સાથ;
અલબલ કલબલ માધુરી, જેમ બોલે છે નાથ. કું. ૨૫
અધૂરો અક્ષર કહી શીખવીને, વળી પૂરો કહી જાય;
તે કહેવા પ્રભુ ઉદ્યમ કરે, પણ વચને નહિ કહેવાય. કું. ૨૬
યદ્યપિ અતુલ સામર્થ્ય છે, સકલ ગુણે સંપન્ન;
બોલી શકે નહિ બાલપણ, પૂરું એક વચન; કું. ૨૭
દામોદરદાસીનું નામ, નહિ કહેવાય;
બોદડદાસી કહીને બોલાવે સુખદાય. કું. ૨૮
એણેપેરે ખેલતા જોઇ, માતપિતા મન ફૂલ;
સાથ સર્વ એ સુખ જોઇ ગિને જગત તૃણી તૂલ. ૩૧

(પ્રાકટ્ય સિદ્ધાંતમાં ૧૩)

[3] ઉત્તાના - ચતાં, છતાં

આવી રીતે થોડા સમયમાં શ્રીજી શ્રીગોકુલેશ પ્રભુ ચાલતા તથા બોલતા શીખ્યા એટલે ધીમે ધીમે એમની રમતનો ક્રમ પણ વધતો ગયો અને શ્રીગુસાંઇજી પણ પોતાના પુત્રરત્નને અનેક પ્રકારે લાડ લડાવવા લાગ્યા. કેટલીક વખત તો પોતે બે હાથ નીચે મૂકી ઘોડાની માફક ઊભા રહે અને પીઠ ઉપર શ્રીગોકુલેશજીને બેસાડે.

**રમતો - ખેલ :**

વ્હાલો ભક્તની સાથે ખેલે છે. ભક્તની સાથે ખેલતા-રમતાં રાતા રહે છે - મશગૂલ છે. અને અતિસુખ પામે છે. એમ નિત્ય ખેલાવે છે. તે ભક્તને બાલલીલાનું સુખ આપે છે. એ પ્રભુ ઉપર જલ ઓવારી પાન કરે છે. તે ભાગ્યવાન કૃતાર્થ કરી જાણે છે. નિત્ય એ સ્વરૂપના દર્શનનું દાન હોય. અને રસનું





પાન કરે એતન્માર્ગીય જે ભક્ત હોય, તેજ એ રસમાં અનુરક્ત થાય, સ્વતઃ કૃપા કરીને જેને દાન દીધું હોય, તે જ જીવ એ રસનું પાન કરી શકે.

એક સમય સમાન વયના સખા તથા દામોદરદાસિને સાથે લઇ શ્રીગોકુલેશજી ખેલવા માટે નગરમાં પધાર્યા. પ્રથમ ગોવિંદ મામાને ઘેર ગયા. ત્યાં શ્રીગોકલેશજીને પધારેલા જોઇ ભક્તજનની મોટી ભીડ ભરાઇ ગઇ અને એઓ સર્વ મેવા, મીઠાઇ, તથા ખિલૌના વગેરે આપી શ્રીગોકુલેશજીને રીઝવવા લાગ્યાં, પોતાને જે મીઠાઇ મળતી તેમાંથી થોડીક પોતાના શ્રીમુખમાં ધરતાં, કેટલીક આસપાસ ઊભા રહેલા સખાઓને વહેંચી આપે અને પછી બાકી રહે એ દામોદરદાસીના હાથમાં આપે. આસપાસ ઊભાં રહેલા સૌ ભક્તજન શ્રીગોકુલેશજીની આ લીલા જોઇ હર્ષ પામતાં અને કેટલાક તો શ્રીગોકુલેશજીને કોઇને કોઇ મિષે પોતાને ઘેર બોલાવી લાવી, અનેક લીલાઓ કરાવી પોતાનું જીવન સફળ કરતાં અને શ્રીગોકુલેશજી પણ આવી બાલ-લીલાઓ દ્વારા સ્વસેવકોનો નિરોધ સિદ્ધ કરતાં. વળી કેટલાક ભક્તજનો તો શ્રીગોકુલેશજીના સ્વરૂપ નીરખી એવાં તો મોહ પામતાં કે એ જ વખતે શ્રીગોકુલેશજી જ્યાં ઠાડા (ઊભા) હોય ત્યાંથી પકડી પોતાની ગોદમાં લઇ નાચવા તથા કૂદવા મંડી જતાં. આ પ્રમાણે અનેક બાલચરિત્રો કરતાં કરતાં શ્રીગોકુલેશજી માર્ગમાં ચાલતા હતા. એવામાં જો આપશ્રીની દ્દષ્ટિએ ગાય પડતી તો એમને ઘણો હર્ષ થતો અને એને પકડવા એની પાછળ દોડતા. સાથેના મિત્રોમાંથી જ્યારે કેટલાંક શ્રીગોકુલેશજીને રીઝવવા વાછરડાં વગેરે પકડી લાવતા ત્યારે શ્રીગોકુલેશજી એમનાં (વાછરડાંના) પૂછડાં વગેરે પકડી કૂદવા મંડી જતા અને એ દ્વારા ગાય તરફ પોરાની અત્યંત પ્રીતિનું સૂચન કરતાં હતાં.

વળી રમત માટે સાથીઓમાંથી કો એકને ઘોડો બનાવી એની ઉપર બેસતા અને એના ગળાની સાંકળી શ્રીહસ્તમાં લગામ તરીકે પકડી પોતાના શ્રીચરણના ઈશારતે ચલાવતા તથા ચાબૂકની જગાએ હાથમાં છડી ફેરવતા.

આનંદિત સુરનર મુનિ ને નારજી, વિષદ્ કરે ન થાય વિસ્તારજી;
સહેજ મોદ સહુના મન માંહાંજી, આગમ અલૌકિક ને ઊચ્છાહાજી.

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*ધર્મ અને જ્ઞાન સાધન છે. ભગવાનનો આવિર્ભાવ સાધ્ય છે. ભગવાનનો આવિર્ભાવ થયા પછી ભગવાનમાં પ્રવેશ એ ફલ છે. આ સર્વ ભાગવતમાંથી જ થાય છે તેથી શ્રીમદ્ ભાગવત ઉત્તમ કલ્પવૃક્ષ છે. (શ્રીસુબોધિનીજી ૧.૧.૩)*





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું પાંચમું નામ **स्मृतिमात्रार्तिनाशनः**[६] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે દૈવોદ્ધારપ્રયત્નાત્માને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. उन्मादा ह्यपस्माराः (૧૦-૬-૨૮), बालं प्रतिच्छन्ननिजोरुतेजसं (૧૦-૬-૪), प्रस्विन्नगात्रा क्षिपती रूरोद ह (૧૦-૬-૧૧), कुर्वन्ति सात्वतां भर्तुः (૧૦-૬-૩), प्राणान् नारायणोऽवतु (૧૦-૬-૨૪), हृत् केशवस् त्वदूर इश इनः (૧૦-૬-૨૨).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું સ્મરણ માત્ર કરે છે તે સેવકોની આપ આરતિ દૂર કરવાવાળા છે, **स्मृतिमात्रार्तिनाशनः**[६] સ્વરૂપ છે. હવે કોઈકને શંકા થાય છે કે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ જેઓ જાણે છે, તેઓ તો પુષ્ટિમાર્ગને પ્રમાણ માને છે, પરંતુ જે પંડિતજન આપનું સ્વરૂપ નથી જાણતા તેમના મનમાં સંદેહ થાય છે કે, પુષ્ટિમાર્ગમાં મૂલ શું ? તો આ વિશે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે ? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું સાતમું નામ પ્રગટ કરે છે: **श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः**[७] શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ અર્થ પ્રકટ કરવા સદા પરાયણ છે. જેથી જેના ગૂઢાર્થ સ્વરૂપે આપશ્રીએ શ્રીસુબોધિનીજી પ્રકટ કરી.

**श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः**[७] ।।
**साकार-ब्रह्म-वादैक-स्थापको**[८] **वेदपारगः**[९] ।। ८ ।।

ભાવાર્થ :- [७]શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ - ગુપ્ત, એટલે કે અજ્ઞાત્ એવા અર્થને પ્રકટ કરવામાં આપશ્રી સદાય પરાયણ-તત્પર, [८]સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા, અને સંપૂર્ણ [९]વેદના પરાગ છો - જ્ઞાતા છો.

**श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः[७]: શ્રીભાગવત-ગૂઢાર્થ-પ્રકાશન-પરાયણ (શ્રીમદ્ ભાગવતના ગૂઢ - ગુપ્ત, એટલે કે અજ્ઞાત્ એવા અર્થને પ્રકટ કરવામાં આપશ્રી સદાય પરાયણ-તત્પર) છે.**

**<u>રાગ : શ્રી</u>**

શ્રીભાગવત-ગૂઢાર્થપ્રકાશન-પરાયણકૌં
મહિમા મૈં જાનિ તાતેં મેરૌ મન અટક્યૌ ।।
જબલૌં શ્રીવલ્લભકી મહિમા મૈં જાની નહીં
તૌલૌં હોં યાચત ઠૌર-ઠૌર ભટક્યૌ ।। ૧ ।।
ચર્ષણીકી સંગતિતૈં મેરૌ મન ભ્રષ્ટ ભયૌં
કછુ વિવેક સમુઝે બિનુ રહ્યો બીચ પટક્યૌ ।।
શ્રીવલ્લભસંગતિતૈં મેરે હૃદૈ ઉપજ્યૌ જ્ઞાન
સાધુસંગ કીનોં મૈં ઔર સબૈ લટક્યૌ ।। ૨ ।।
અબ જિયમેં જાનત હૌં આયુષ તૌ વૃથા જાત
કામ ક્રોધ લોભ મોહ મત્સવ તૈં સટક્યૌ ।।
અબહુ કછુ ચેત મૂઢ સુભગ મૂર્તિ હૃદૈ ધરિ
ઔર સબ પરિહરૌ તુમ ગોવિંદ જન સંગ ગટક્યૌ ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી શ્રીભાગવત-ગૂઢાર્થ-પ્રકાશન-પરાયણ (શ્રીમદ્ ભાગવતના ગૂઢ - ગુપ્ત, એટલે કે અજ્ઞાત્ એવા અર્થને પ્રકટ કરવામાં આપશ્રી સદાય પરાયણ-તત્પર) श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः[७] છે.**

**<u>મૂળ ટીકાનો ભાવાર્થ</u>** :- શ્રીભાગવત શબ્દ શ્રીગુસાંઈજીએ પ્રકટ કરેલ હોવાથી એમ આજ્ઞા કરે છે કે તેજ (શ્રીમહાપ્રભુજી) આ માર્ગમાં મૂલ છે. *શ્રીમદ્ ભાગવતનું બીજાઓએ પણ વ્યાખ્યાન કરેલું છે. જો આ માર્ગમાં તેમાં પ્રકટ હોત તો બીજાઓ પણ તે જાણતા હોય જ*, આવી એક શંકા પૂર્વપક્ષી કરે છે. ત્યારે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે ***ગૂઢાર્થ***, એમ સાથે પ્રકાશિત કરેલ છે. જોકે ઘણાં બધાં આચાર્યો-પંડિતોએ શ્રીમદ્ ભાગવતનું વ્યાખ્યાન કરેલું જ છે, છતાં પણ શ્રીમદ્ ભાગવતમાં રહેલ ***ગૂઢ*** તત્વ બધાએ ન જાણેલો નથી, તેથી આ ફલમાર્ગનો શુદ્ધ પુષ્ટિમાર્ગના ફલરૂપ જે ગૂઢ - ગોપ્ય - ગુપ્ત જે માર્ગ છે, તેનો ***અર્થ***નું ***પ્રકાશન*** કરવામાં, એટલે કે પ્રકટ કરવા શ્રીમહાપ્રભુજી ***પરાયણ*** છે, તેવા શ્રીમહાપ્રભુજી છે. આથી એમ સમજાય છે

કે ***શ્રીભાગવત-ગૂઢાર્થ-પ્રકાશન-પરાયણ:***, આ નામ એમ જણાવવા કહેલું છે કે શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢાર્થનો વિચાર કરનારા હોવાથી સાક્ષાત્ ફલમાર્ગીય પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાની શક્તિ - સામર્થ્ય શ્રીમહાપ્રભુજીમાં જ છે, અને બીજાઓને આ માર્ગનું જ્ઞાન નહિં હોવાથી તેનો વિચાર તેમણે કરેલ નથી.

હવે પૂર્વપક્ષી ફરી એક શંકા પ્રકટ કરે છે કે *શ્રીમદ્ ભાગવતમાં મુક્તિ વગેરે ફલ પણ કહેલાં હોવાથી આપે વિચાર્યું તેજ ફલ કેમ હોઈ શકે?* શ્રીગોકુલનાથજી આ શંકાનું સમાધાન કરતાં આજ્ઞા કરે છે કે ખરેખર, જાણો કે શ્રીભાગવતમાં શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલનેજ ફલ કહેલું છે, બીજાને કહેલું નથી. શ્રીમદ્ ભાગવતના *વેદરૂપ કલ્પતરૂ*, એ શ્લોકાર્થમાં ફલનિરૂપણ કરતાં શ્રીશુકદેવજી પણ આજ્ઞા કરે છે ***રસના આલયરૂપ ભાગવતનું પાન કરો***, એમ આ માર્ગના ફલનેજ ફલ કહેલું છે, બીજાને કહેલું નથી, તેથી આજ ફલ છે.

હવે ફરી એક શંકા થાય છે કે ***રસના આલયરૂપ ભાગવતનું પાન કરો*** *એ શબ્દોથી જ ફલ હોવાનું કેમ સિદ્ધ થાય ?* ત્યાં શ્રીગોકુલેશજી આજ્ઞા કરે છે કે - શ્રીમદ્ ભગવત શબ્દરૂપ હોવાથી તેનું શ્રવણ જ થાય, છતાં સાંભળો એવો શબ્દ ન યોજતાં, રસનું પાન કરો, એમ જે કહ્યું તેથી એમ જણાય છે કે શ્રીમદ્ ભાગવતમાં શબ્દથી જણાવેલો કોઇ અસાધારણ રસ છે. તેનો વિચાર કરતાં *તેનાજ પ્રયોજનથી પ્રયત્ન કરવો*, એ શ્લોકમાં ભક્તિ માટે જ પુરુષે પ્રયત્ન કરવાનું કહેલ હોવાથી એવો નિશ્ચય થાય છે કે શ્રીમદ્ ભાગવતમાં જણાવેલો રસ ભક્તિરસ જ છે. તેનું પાન, એટલે તેને અંદર પ્રવેશ કરાવવો. જેમ બહાર રહેલ દૂધ વગેરેને મુખ દ્વારા અંદર પ્રવેશ કરાવવો તેજ પાન છે, તેમ શ્રીમદ્ ભાગવતે જણાવેલા રસને પણ અંદર પ્રવેશ કરાવવો તેજ પાન છે. જો કે ભક્તિયોગ બહુપ્રકારનો છે, એમ શ્રીમદ્ ભાગવતમાં જૂદાં જૂદાં ફલ પ્રાપ્ત કરાવનારો અનેક પ્રકારનો ભક્તિયોગ કહેલો છે, છતાં પણ તે મુક્તિ વગેરે ફલ પ્રાપ્ત કરાવનાર હોવાથી તે શ્રીમદ્ ભાગવતમાં મુખ્ય નથી, શ્રીભાગવતમાં જણાવેલ ભક્તિરસને આલય કહેલ હોવાથી, **આ** એટલે ઓછી (હલકી) અને અને **લય** શબ્દનો અર્થ મુક્તિ થતો હોવાથી, (શ્રીભાગવત) મુક્તિથી અધિક ફલ પ્રાપ્ત કરાવનારૂં હોવાથી, શુદ્ધ પુષ્ટિમાર્ગીય ફલજ (તે) ફલ છે, બીજું નથી, એમ પ્રમાણપૂર્વક સિદ્ધ કરવાનું સામર્થ્ય શ્રીમહાપ્રભુજીમાં જ છે, બીજામાં નથી, એમ જણાવવા શ્રીગુસાંઇજીએ **શ્રીભાગવત-ગૂઢાર્થ-પ્રકાશન-પરાયણ** એ નામ કહેલું છે.

**સરળ સમજૂતિ** : સ્કન્ધ, પુરાણ, અધ્યાય વગેરે અર્થ સંબંધી એકરૂપતા સિદ્ધ કરવા આપે શ્રીભાગવતના ગૂઢ અર્થોનું પ્રકાશન સંવત્ ૧૫૪૮ (સને ૧૪૯૨)ના અરસામાં **શ્રીભાગવતાર્થ નિબંધ**





નામના ગ્રંથમાં કર્યું. શ્લોક-વાક્ય-પદ અને અક્ષર એવા ચાર પ્રકારે અર્થો શ્રીસુબોધિનીજીમાં વર્ણવી શ્રીભાગવતના સાત પ્રકારે અર્થો કરી પોતાની ગૂઢાર્થ પ્રકાશન પરાયણતા સિદ્ધ કરી બતાવી. આ પ્રમાણે ભગવદાજ્ઞાનું શ્રીમહાપ્રભુજીએ સાંગોપાંગ પાલન કર્યું. શ્રીહરિરાયજી આ પ્રમાણે વર્ણન કરે છે:

**શ્રીભાગવત ભાવાર્થો વિર્ભાવાર્થાવતારિત: ।**
**સ્વામિસંતોષહેતુ: શ્રીવલ્લભ: શરણંમમ ।।**

અર્થાત્ : શ્રીભાગવતના ગૂઢ-ગુપ્ત બીજા કોઈપણને જેનું જ્ઞાન નથી એવા અર્થને પ્રગટ કરવામાં આપ પરાયણ-તત્પર છે.

આ નામમાં બીજા શાસ્ત્રોના નામ નથી કહ્યા, માત્ર શ્રીભાગવતનું નામ કહ્યું છે, તેથી આ પુષ્ટિમાર્ગનું મૂળ શ્રીભાગવત જ છે. કેમકે તેમાં પુષ્ટિમાર્ગ કહેલો છે. ત્યાં આ શંકા થાય છે કે શ્રીભાગવતનું તો સહુ કોઈ વ્યાખ્યાન કરે છે. જો તેમાં પુષ્ટિમાર્ગ હોય તો બીજા પણ કોઈ જાણે! ત્યાં હવે વધુ આગળ કહે છે કે બધા જ શ્રીભાગવતનું વ્યાખ્યાન કરે છે પરંતુ તેમાં ગુપ્ત ફલરૂપ જે પુષ્ટિમાર્ગ છે તે આપે પ્રગટ કર્યો. ત્યાં આ શંકા થાય છે કે શ્રીભાગવતમાં તો મુક્તિનું ફલ ભક્તિરસ જ કહ્યો છે. અને એમ કહેલું છે કે ભક્તિરસની આગળ મુક્તિ વગેરે બધાં તુચ્છ છે. આ બધું નિરૂપણ શ્રીમહાપ્રભુજીએ આપે કર્યું છે તેથી જ આ નામ કહે છે. શ્રીભાગવતનું ગૂઢાર્થ તેનો પ્રકાશ કરવા માટેના વિચારયુક્ત શ્રીમહાપ્રભુજી આપ છો.

**શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ અર્થને પ્રકાશન કરવા સર્વદા પરાયણ છે**

**શ્રીभागवत-गूढार्थ-प्रकाशन-परायणः[७] સ્વરૂપ છે.**

..ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*જેમ યજ્ઞો અને બ્રહ્મનું આત્મા તરીકે જ્ઞાન એ (વેદના) બન્ને કાંડોનો અર્થ એક બીજા (કાંડનું જ્ઞાન મેળવવાના) હેતુરૂપ છે તેમ અહિં શ્રીમદ્ ભાગવતમાં બન્ને પણ ભક્તિના હેતુરૂપ છે એમ જણાવવા, ગાયત્રી બીજ (છે), વેદ વૃક્ષ (છે) અને શ્રીભાગવત ફલ (છે) એમ નિરૂપણ કરેલું છે. તેથી (વેદ) બન્ને કાંડના અર્થમાં સંપૂર્ણ હોવા છતાં ફલરહિત વૃક્ષની પેઠે વ્યર્થ હોવાથી શ્રીભાગવતનો આરંભ કરેલો છે. (શ્રીસુબોધિનીજી ૧.૧.૨)*





# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૨. સ્વરૂપ તથા ગ્રંથપાઠની સમજ

અબ શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હે - દ્વાદશમેં વચનામૃતમેં પુષ્ટિમાર્ગકો સિદ્ધાંત કહત હે, જો, **વૈષ્ણવ** (ઊભય વૈષ્ણવ - શ્રીવલ્લભવંશજ ગોસ્વામી બાલક અને સેવક વૈષ્ણવ) **અપને સેવ્ય સ્વરૂપકો સાક્ષાત્ શ્રીપૂર્ણપુરુષોત્તમ જાનિકે સેવા કરે ઔર અન્યમાર્ગીય કે શ્રીઠાકોરજીકો અપને શ્રીઠાકોરજીકી બરાબરિ ન જાને**. અંશ કલા જાને. હસ્તાક્ષર વસ્ત્રસેવા ચિત્રમેં અનન્યભાવ રાખનો ઔર સાક્ષાત્ જાનિ અપરાધકો ભય રાખે. ગૃહસ્થધર્મ - ગુરુસેવા - ભગવદ્સેવા વૈષ્ણવસેવા - કે અર્થ જાને, અપને સુખકે અર્થ ન જાને અપની દેહ અનિત્ય જાને. શ્રીઠાકોરજીકી દેહ-ગુરુકી દેહ તથા ભગવદીયકી દેહ નિત્ય કરી જાને, સ્ત્રી-પુત્ર કુટુંબ ઇનમેં ભગવદ્ ધર્મ વિના ઇનમેં લૌકિક સુખ તુચ્છ જાને, ભગવદ્ સેવામેં જાકી પ્રીતિ હોય તિનમેં પ્રીતિ વિશેષ રાખે. ઇતની લૌકિક વૈદિક વસ્તુમેં પ્રીતિ ન રાખની પરાયી વસ્તુ પરાયી સત્તા હોય તામેં ભય રાખે-લોભ ન રાખે. કછુ પ્રાપ્ત ભયેતે સુખ ન માને. કછુ હાનિ ભયેતે દુઃખ ન માને. ગૃહસ્થધર્મ કે શાસ્ત્ર કાહુકે (પાસ) સુનિકે લૌકિક-વૈદિકમેં લીન ન હોય જાય. જો પુષ્ટિમાર્ગ સંબંધી શાસ્ત્ર કે વચન હે તિનકો મુખ્ય કહનો-સુનનો. ઓર સર્વ શાસ્ત્ર પુષ્ટિમાર્ગતેં અંતરાય કરાયવે વારે હેં, યહ અપને મનમેં નિશ્ચય જાનનો. ઓર ભગવદ્ કાર્ય-વૈષ્ણવ કાર્યમેં મન રાખે. જેસે જલતે કમલ ન્યારો હે તેસે લૌકિક-વૈદિકતેં ન્યારો રહે. ઓર શ્રીભાગવત તથા શ્રીઆચાર્યજી કે પુષ્ટિમાર્ગકે ગ્રંથ હૈ તિનકો ભગવદ્ સ્વરૂપ જાને. ઓર શ્રીસર્વોત્તમકો પાઠ જપ-સ્મરણ મન લગાયકે-કરનો **યહ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવકી ગાયત્રી હે**. તાતે સગરે પ્રતિબંધ દૂર કરી પુષ્ટિમાર્ગકો ફલ પાવે ઓર શ્રીયમુનાષ્ટક આદિ પાઠ નેમપૂર્વક કરે. શ્રીસર્વોત્તમકે એકસો આઠ નામ હેં તિનકે ભાવ-હૃદયમેં વિચારનો ઓર પાઠ મન લગાયકે કરનો ઓર પંચાક્ષર-અષ્ટાક્ષરકો જપ કરનો. સો નેમપૂર્વક કરનો. ગદ્યકે શ્લોકકો ભાવ વિચારી તાપ ક્લેશ કરનો. સદા પવિત્ર રહનો. કુટિલ-કુચિલ વસ્ત્ર, કુટિલ-કુચિલ મનુષ્ય-કે છૂઈવેકો ગ્લાનિ રાખે. વૈષ્ણવકે વસ્ત્રમેં બહુત ગ્લાનિ ન રાખે. લૌકિક દેહસો લગ્યો હે તાતે કાહુકો દિખાયવેકે લિયે બડી અપરસ ન રાખે. યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ માર્ગકો સિદ્ધાંત કહત હે. ઇતિ દ્વાદશમો પ્રસંગ. ૧૨

..ક્રમશઃ

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત બારમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### નાથભાઇ

આ નાથભાઈ ભરૂચના વયોવૃદ્ધ વૈષ્ણવ હતા. સ્વભાવે શાંત, સરળ અને સાત્ત્વિક પ્રકૃતિના હતા.

શ્રીગોકુલનાથજી જ્યારે ભરૂચ પધાર્યા ત્યારે તેઓ શરણે આવ્યા હતા. તે સમયે તેઓએ શ્રીગોકુલેશજીની સતત ટહેલમાં રહેતાં અને આપશ્રીની સેવામાં સદા તત્પર રહેતા. શ્રીગોકુલેશજી પણ નાથભાઈનું ઘણું માન રાખતા હતા. **શ્રીસ્વરૂપાનુભવોત્સવ** ગ્રંથના માગલ્ય ૭૪માં પરમ કૃપાપાત્ર ગોકુલભાઈજી લખે છે કે -

પરમ કૃપાપાત્ર નાથભાઈ કહીએ, તે રાખીયા શરણે

પુષ્ટિ-પુષ્ટિ તે વરણ છે એહોતણું, આવ્યા નિજ ચરણે. ૪૬

પરમ ભક્ત રાજપુત્ર છે એહો તણાં, હરિભાઈ શ્રીગોકુલવાસ

મનોરથ મનમાંહાં જે સમે, જે ઈચ્છે તે પૂરે પ્રભુઆશ. ૪૭

### પ્રસંગ- ૧

જ્યારે શ્રીગોકુલેશ પ્રભુ ભરૂચથી અંક્લેશ્વર પધાર્યા ત્યારે તે નાથભાઈ અને રામજી શાહ શ્રીગોકુલેશ પ્રભુની વિદાય આપવા માટે અંક્લેશ્વર સૂધી ગયા હતા. જ્યારે અંક્લેશ્વરથી સુરત પધારવા માટે શ્રીગોકુલેશ પ્રભુના ડેરા ઉપડ્યા ત્યારે કોસંબાની વાવે શ્રીગોકુલેશજીનો મુકામ થયો હતો અને જ્યારે શ્રીગોકુલેશજી સ્નાન કરી ધોતી-ઉપરણા ધરી અપરસમાં બિરાજ્યાં હતા ત્યારે નાથભાઈને વિનંતી કરી : *કૃપાનાથ, સામગ્રી સિદ્ધ કરી ને લાવ્યો છું. આપ અંગીકાર કરો.* ત્યારે શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી: *આ સામગ્રી અત્યારે કેવી રીતે લેવાય ?* ત્યારે નાથભાઈએ વિનંતી કરી કે :*કૃપાનાથ ! આ અનસખડી છે, આથી માર્ગમાં આપશ્રી કૃપા કરી અંગીકાર કરી શકશો.* નાથભાઈના હૃદયનો ઉત્કટ ભાવ જોઇ શ્રીગોકુલેશજીએ સામગ્રીનો અંગીકાર કર્યો હતો.

### પ્રસંગ- ૨

એકવાર શ્રીગોકુલેશ પ્રભુ ભરૂચમાં નાથભાઈના ઘરેથી લહુજી ગાંધીના ઘેર પધારતા હતા, ત્યારે માર્ગમાં ગાયોના યૂથ આવી રહ્યા હતા. શ્રીગોકુલેશ પ્રભુ દર્શન કરતાં જ ગાયોનેં પૂર્વ સંબંધ જ્ઞાન થયું. કર્ણ





અને પૂંછ ઊંચાં કરી, નેત્રોથી સત્કાર કરી અને ચોમેર ટોળે વળી શ્રીગોકુલેશજીની સન્મુખ આવીને બધી જ ગાયો ઊભી રહી. શ્રીગોકુલેશજીએ સ્વહસ્તે ઉપરણો હલાવી ગાયોનું આતિથ્ય સ્વીકાર્યું અને કૃપાદૃષ્ટિથી સૌનો અંગીકાર કર્યો. તરત જ ગાયોએ શ્રીગોકુલેશ પ્રભુ આગળ પધારવાનો માર્ગ આપ્યો અને પ્રભુ સુખપૂર્વક પધાર્યા.

**પ્રસંગ- ૩**

શ્રીગોકુલેશ પ્રભુ માલા-તિલકનો દિગ્વિજય કરી સોરમજીથી શ્રીમદ્ ગોકુલ પુનઃ પધાર્યા હતા ત્યારે નિકટમાં જ મહાઓચ્છવ આવતો હોવાથી બહુ-બેટીઓએ મહાઓચ્છવની આગમ તૈયારીનો પ્રારંભ કરી દીધો હતો. મહાઓચ્છવના દિવસે સર્વ વૈષ્ણવોનું સમાધાન કરવાનું હતું. ત્યારે નાથભાઇ અને કેશવભાઇએ વિચાર્યું કે આપણાથી વૈષ્ણવોની સેવા બની શકી નથી, પરંતુ આ શુભદિવશે યથાશક્તિ સેવા અવશ્ય કરવી જોઇએ. આથી ગામમાંથી ગોરના ઘેરથી મોટી કઢાઇ માંગી લાગ્યા તથા ખાંડ, ચૂન, ઘી વગેરે લાવી માનભોગ તથા લાડુની સામગ્રી તત્કાલ સિદ્ધ કરી, સર્વ વૈષ્ણવોને પ્રેમપૂર્વક પ્રસાદ લેવડાવ્યો અને રૂડી રીતે મહાઓચ્છવનો આનંદ અને સુખ લીધાં.

આ નાથભાઇ શ્રીગોકુલેશજીના સ્વરૂપાસક્ત અને સેવારસિક અનન્ય ભગવદીય હતા. તેમના ભાગ્ય અને ભાવનું વર્ણન કરવું અશક્ય છે.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*વિચાર અને ચિંતન વિના પણ માત્ર શ્રીમદ્ ભાગવતના શ્રવણથી જ ઈશ્વર હૃદયારૂઢ થાય છે. (શ્રીસુબોધિનીજી. ૧.૧.૪)*

*ભગવાનની કથામાં સર્વત્ર અંદરનો ભાવ મુખ્ય છે. વાક્ય માત્રથી મુખ્યતા નથી. (શ્રીસુબોધોનીજી. ૧.૧.૬)*

*ભગવાનના ચરણનો સારી રીતે આશ્રય ભક્તિમાર્ગમાં જ છે. (શ્રીસુબોધિનીજી. ૧.૧.૭)*

# શ્રીધોળ પદ

## શ્રીગોકુળિયું મૂકીને કંઈ જઈએ નહિ

શ્રીગોકુળિયું મૂકીને કંઈ જઈએ નહિ, વાસો વસીએ ચરણ કમળની છાંય જો;
શ્રીયમુનાજીના સુંદર તટ રળિયામણાં, ત્યાં મારા વ્હાલાજીના પરમ રમણ સુખ ધામ જો. (૧)
શ્રીજશોદાઘાટે આનંદસાગર ઉલટયો, સુખ સાગરમાં ઝીલે ભક્ત સમાજ જો;
શ્રીઠકુરાણીઘાટે બેઠક સુંદર શોભતી, સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. (૨)
શ્રીગોકુળીઆની વૃક્ષલતા સહુ નમી રહી, ચરણ સ્પર્શવા શ્રીગોકુલપતિ મહારાજ જો;
ગિરિગોવર્ધન રત્નખચિત સોહે ઘણું, આદ્ય વૃન્દાવન નિત્યરમણના ઠામ જો. (૩)
આનંદમંગળ મહારસ સિંધુ ઉલટયો, શ્રીગોકુલિયામાં જય જય શબ્દ ઉચ્ચાર જો,
આ ગોકુલિયું રૂડું રે રસ રંગે ભર્યું, કુંજકુંજ પ્રતિ ખેલે શ્રીગોકુલનાથ જો. (૪)
જે નયણે શ્રીગોકુલિયું નિરખ્યું સહી, તે નયણાંના ભાગ્ય તણો નહીં પાર જો;
શ્રીવલ્લભઘાટે પ્રીતમજી બેસે ઘણું, નિકટ બસે શ્રીગોકુલેશપુર ધામ જો. (૫)
રમણ રેતીમાં રાસમંડળ રચના ઘણી, મનોરથ પૂરે શ્રીગોકુલનો નાથ જો;
ગહેરાં જલ અતિ દીસે સુંદર શોભિતાં, તનમન ધનને વારૂ વારંવાર જો. (૬)
રત્નચોક સીંગપોરી સુંદર શોભિતાં, લદાવ ગલીમાં ભીડતણો નહિ પાર જો;
રંગીલી ગલી શ્રીગોકુલપતિ મંદિર જતાં, પ્રીતમજી ત્યાં દે છે વારી દાન જો. (૭)
જગમોહનમાં બેઠક સુંદર શોભતી, નીરખી હરખી જન્મ કૃતાર્થ થાય જો;
ભેટ પહેરામણી ભાવ સહિત સહુ ત્યાં કરે, આનંદ મંગલ મોદતણો નહિ પાર જો. (૮)
ભાવ સહિત શ્રીગોકુલપતિ ઉરમાં ધરે, તેને વહાલો આપે વ્રજમાં વાસ જો. (૯)
બેરબેર શ્રીયમુનાજીસુ વિનતી કરૂં, નિત્ય પ્રતિ રાખો ચરણકમળની છાંય જો;
સર્વ વ્રજભક્તની નિજ દાસી હું તમ તણી, કિંકરી કહે મને આપો વ્રજમાં વાસજો.(૧૦)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*કીર્તન કરનારાઓની કીર્તિ પણ સર્વને પવિત્ર કરે છે તો પછી (ભગવાનનું) કીર્તન સર્વને પવિત્ર કરે એમા શું કહેવું?*

*(શ્રીસુબોધિનીજી.૧.૧.૮)*





# વિચાર કરવો જોઇએ !

## સેવ્ય-સ્વરૂપ

ગયાં અંકમાં આપણે સેવ્ય-સ્વરૂપ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. હવે આજ વિષય પર આપણે આગળ વધીશું. આપણે જોયું કે શ્રીઠાકોરજીની સેવા કરવી તે આપણો જન્મનાત અધિકાર છે. કોઈપણ સંજોગોમાં શ્રીપ્રભુની સેવા વગર રહેવું જોઇએ નહીં. શ્રીમહાપ્રભુજીએ શ્રીગુરુદેવના લક્ષણ બતાવ્યાં, જે એક આદર્શ સ્વરૂપ છે. પણ જો એવા સ્વરૂપ વાળા ગુરુ ન મળે ત્યાં સુધી સેવા વિના જીવે રહેવું ન જોઈએ. સાથે શ્રીમહાપ્રભુજીએ પણ એજ આજ્ઞા કરી કે સેવા પણ કોઇ જાહેર સ્થળે નહીં, પણ ગુપ્ત પ્રકારે કરવી જોઈએ. કારણકે જ્યાં ભાવ ગુપ્ત રાખવામાં આવે ત્યાંજ રસ રહી શકે છે, પ્રગટ થતાં રસાભાસ બની જાય છે. હવે આપણે આગળ જોઈએ.

सेवाविधिः समग्रोपि क्रमेणैव विलिरव्यते ।

प्रकारोत्तमतः पूर्वं मूर्तौ सेवा विधीयते ।।

मूर्तौ भगवतो ज्ञानं साकारावेशतो मतम् ।

भक्तिमार्गप्रकारेण ज्ञानतस्तु तदात्मा ।।

पूजामार्गे भवेन्मन्त्रविधानात् पूज्यसेवनम् ।

विशेषो भक्तिमार्गेऽयं पुरुषोत्तमरूपिणः ।

अतस्तत्र कृतं सर्वं साक्षात्कृष्णे कृतं भवेत् ।।

(श्रीहरिरायजीकृत स्व.श.स.से.निरूपणम् ३९-४१)

ભાવાર્થ :- શ્રીહરિરાયચરણ હવે આપણને અનુક્રમે સમગ્ર સેવાવિધિ લખવામાં આવે છે. ઉત્તમપ્રકાર હોવાથી પ્રથમ મૂર્તિની સેવા કહેવામાં આવે છે. ભક્તિમાર્ગના હિસાબે મૂર્તિમાં પ્રભુનું જ્ઞાન, આકારમાં પ્રભુ આવિષ્ટ થાય છે તે પ્રક્રિયાથી માનવામાં આવે છે. જ્ઞાનની દૃષ્ટિએ જોતાંતો બધું જ ભગવદાત્મક હોવાથી મૂર્તિ પણ સાક્ષાત્ ભગવદ્રૂપ જ છે. પૂજામાર્ગના અનુસાર મન્ત્રવિધાનથી પૂજ્ય પ્રભુની સેવા પ્રાપ્ત થાય છે. જ્યારે ભક્તિમાર્ગમાં અન્ય બે માર્ગથી વિશેષતા એ છે કે મૂર્તિ અહીં સ્વયં પુરુષોત્તમરૂપ છે (વિભૂતિ, પ્રતિનિધિ કે માત્ર અક્ષરાત્મક નહિં) જેમ પારસમણિના સ્પર્શથી ત્રાંબાનું પાત્ર વસ્તુતઃ સુવર્ણ બની જાય છે તેમ જ મૂર્તિ માટે કરવામાં આવેલ ભક્ત્યુપચાર તત્ત્વતઃ સાક્ષાત્ શ્રીગોકુલેશને માટે કરવામાં આવેલ ભક્ત્યુપચાર બની જાય છે. (શ્રીહરિરાયજીકૃત સ્વ.શ.સ.સે.નિ.૩૯-૪૧)

स्वमार्गसेव्यरूपस्य चिन्तने रीतिरुच्यते ।

...तदेकहृदयस्थायी तद्भावः कृष्णएव हि ।

लीलासहस्रवलितः सामग्रीसहितस्तथा ।

भावनीयः सदानन्दः सदा नन्दादिलालितः ।।

इदमेवोक्तम् आचार्यैः सिद्धान्तस्य निरुपणे ।

**आत्मानन्दसमुद्रस्थं कृष्णमेवे**ति यद्वचः ।।

तदाशयस्तु विवृतः कृपयैव प्रभोर्मया ।

अवगत्य जनाः सर्वे चिन्तयन्तु हरिं सदा ।।

(श्रीहरिरायचरणकृतं श्रीमत् प्रभोश्चिन्तनप्रकारः १-१३)

ભાવાર્થ :- શ્રીહરિરાયચરણ હવે સ્વમાર્ગીય સેવ્યસ્વરૂપના ચિન્તનનો પ્રકાર કહે છે, .. પુષ્ટિભક્તના હૃદયમાં સ્થિત જે ભક્તિભાવ છે તે નિશ્ચિત શ્રીગોકુલેશ જ છે કે જેઓ અનેક લીલાયુક્ત છે અને તે તે લીલાઓની સામગ્રી સહિત બીરાજમાન છે એવા સદાનન્દ અને સદા શ્રીનન્દાદિ વ્રજભક્તોદ્વારા સેવ્યમાન શ્રીગોકુલેશનું જ ભાવન કરવું જોઇએ. સિદ્ધાન્તમુક્તાવલીમાં **આત્માનન્દસમુદ્રમાં સ્થિત શ્રીગોકુલેશનું જ ચિન્તન કરવું જોઇએ**, આ વચન દ્વારા શ્રીમહાપ્રભુજીએ આ જ બતાવ્યું છે. તેઓની કૃપાથી સ્વમાર્ગીય ચિન્તનનું સ્વરૂપ જાણીને સર્વે પુષ્ટિમાર્ગીઓ સદા શ્રીહરિનું ચિન્તન કરે એવી મારી શુભકામના છે. (શ્રીહરિરાયચરણકૃત શ્રીમત્પ્રભોશ્ચિન્તનપ્રકાર ૧-૧૩)

भक्तिमार्गस्थितौः श्रीमदाचार्यपदसंश्रितैः ।

सेव्यमानं सदा भावैः निरोधं साधयेद् ध्रुवम् ।।

(स्वमार्गीयस्वरूपस्थापनप्रकारः १८)

ભાવાર્થ :- શ્રીમહાપ્રભુજીના આશ્રયનું સૌભાગ્ય પામનારા ભક્તિમાર્ગીઓ દ્વારા પુષ્ટિભાવો થકી જ (નહીં કે પ્રવાહી ભાવોથી) સદા સેવ્યમાન પ્રભુ નિ:સંન્દેહ નિરોધ (પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિને) ને સિદ્ધ કરશે જ. (શ્રીહરિરાયજી કૃત સ્વમાર્ગીયસ્વરૂપસ્થાપન પ્રકાર: ૧૮)

...ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।
જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।
શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।
શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

**શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ**

**ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી**

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધઃ - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઈએ ત્યારે કોઇ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

- ❖ ચરણસ્પર્શ કરવાની રીત જાણતા ન હોઈએ તો શ્રીબેઠકજીના મુખીયાજીને વિનંતી કરી જાણી લેવી પરંતુ મનકલ્પિત પ્રકારે તથા શ્રીપ્રભુને શ્રમ પડે તે પ્રકારે શ્રીચરણસ્પર્શ કદી કરવાં નહીં.
- ❖ હાથમાં સુગંધી લગાવીને તથા શીતકાલ હોય તો હાથ શેકીને, અતિ કોમળ હાથે શ્રીપ્રભુના શ્રીચરણસ્પર્શ કરવાં. શ્રીપ્રભુની શ્રીચરણરજ આપણા બન્ને નેત્રો, હૃદય અને મસ્તકે લગાડવી. ત્યારબાદ દંડવત્ પ્રણામ કરવાં.
- ❖ આપણા પ્રાણપ્રિય સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણને તિલક-આરતી કરવા ઈચ્છા રાખનાર વૈષ્ણવે અગાઉથી મંદિરના કાર્યાલયમાં જાણ કરવી અને આજ્ઞાનુસાર નિશ્ચિત દિવસે અને સમયે શ્રીબેઠકજીમાં ઉપસ્થિત રહેવું. શ્રીગુરુદેવની કૃપાથી અને મુખીયાજીના માર્ગદર્શન નીચે તિલક-આરતીનું અલૌકિક સુખ લેવું.

❖ **શ્રીગોકુલમાં આવેલા અન્ય શ્રીબેઠકજીઓમાં કરેલી અપરસ અહીં સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણની શ્રીબેઠકજીમાં ચાલતી નથી તેની ખાસ નોંધ લેવી.**

❖ કેવળ શ્રીગોકુલમાં જ રહેનાર શ્રીચતુર્થગૃહના સેવકો શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શનો નિત્ય લાભ પ્રાપ્ત કરી શકે છે, પરંતુ શ્રીગોકુલ છોડી બહાર જઇ ખાનપાન-જલપાન કરનાર વૈષ્ણવે શ્રીચરણસ્પર્શ કરવા માટે ફરીથી વ્રત કરવું પડે છે.

❖ સ્થાનિક વ્રજજનો તથા યાત્રિકો મંદિરમાં દર્શનાર્થે નિત્ય આવતા હોય છે આથી અપરસ કર્યા પછી મંદિરમાં ક્યાંય દોડાદોડ કરવી નહીં. પરંતુ શાંતિથી એક જગ્યાએ બેસવું અને અપરસ છોવાઇ ન જાય તેની કાળજી રાખવી.

❖ વૈષ્ણવ ભાઇઓએ કચ્છ (કાછડી) મારીને પહેરેલું ધોતિયું અને બહેનોએ કટિથી નીચે પહેરેલું વસ્ત્ર એકવાર અપરસ કર્યા પછી અવશ્ય પલાળવું.

❖ શ્રીબેઠકજીમાંથી બહાર જતી વેળા પીઠ દઇને કદી જવું નહીં પરંતુ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પછી જ બહાર જવું.

❖ આ આપણો અલૌકિક લ્હાવો છે. અને જ્યારે પણ આપણે હવેથી શ્રીમદ્ ગોકુલ અલૌકિક ધામ જઇએ, પોતાના શ્રીગુરુદ્વાર શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણના દર્શને જઇએ, ત્યારે આ નિયમોને અવશ્ય ધ્યાનમાં રાખીને આ અલૌકિક પ્રબંધને કાયમ રાખવા પ્રતિજ્ઞા લઇએ, અને આપણા શ્રીદાદાજીને શ્રમ ન થાય, તેનું ખાસ ધ્યાન દઇએ.

❖ આપણી માટે આ અલૌકિક દ્વારના દર્શન કરવા એજ આપણું અહોભાગ્ય છે. સૌ પ્રતિજ્ઞા કરીએ, કે હવે જ્યારે આપણે શ્રીમદ્ ગોકુલ આવીએ ત્યારે આ નિયમો અવશ્ય પાળીશું.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

*પ્રયાસ વિના હર્ષથી કરવામાં આવતી ચેષ્ટા તે લીલા. (શ્રીસુબોધિનીજી.૧.૧.૯)*





# પુષ્ટિમાર્ગ - લક્ષણ

**(પ્રમેય-રત્નાર્ણવ પુષ્ટિ વિવેકમાંથી)**

૩. **વળી જે માર્ગમાં પ્રભુ જીવની યોગ્યતાનો વિચાર કર્યા વગર જ અંગીકાર કરે તે શુદ્ધપુષ્ટિમાર્ગ કહેવાય.** કેવળ ભાવથી જ ગોપીજનો, ગાયો, પક્ષીઓ, મૃગો વગેરે પ્રભુને પ્રાપ્ત કરી શક્યાં. વિચાર કરીએ તો શાસ્ત્રમાં તો મનુષ્યનો જ અધિકાર હોવાથી પશુ વગેરેના મોક્ષની સંભાવના કલ્પના-પણ ન થાય. પરંતુ પુષ્ટિમાર્ગમાં તો તે પણ અધિકાર છે.

૪. ધર્મને કહેનારા વાક્યોનું તાત્પર્ય ભગવત્સંબંધમાં સમજીને ફલની પ્રાપ્તિના અવસરમાં પ્રતિબંધ કરનારા ધર્મો છોડી ફક્ત **ધર્મિપ્રભુમાં જ તત્પર બની જવું તે જ શુદ્ધ-પુષ્ટિમાર્ગ.** માટે જ *શ્રવણદર્શન અને ધ્યાનથી મારામાં જ ભાવ રાખવો*, એ વાક્યનું તાત્પર્ય-રહસ્ય-સમજીને શ્રીગોપીજન પ્રભુસ્વરૂપમાં જ આસક્ત થયાં, તેથી વિરુદ્ધ ગૃહ તરફ જવા મરજી ન કરી અથવા ધર્મમાં કે સાધનમાં જોડાયાં નથી.

**૫.** જે માર્ગમાં પ્રભુના રોદન ચૌર્ય વગેરે ચરિત્રોમાં હીનબુદ્ધિ લાવીને અસંભવરૂપી દોષબુદ્ધિ ન જ લાવી શકાય, અને કાલીયનાગદમન દાવાગ્નિથી મુક્તિ કરવું વગેરેમાં બીજા ચરિત્રો કરતાં અધિકબુદ્ધિ પણ ન જ કરાય. ન્યૂનાધિકબુદ્ધિ ત્યજી ફક્ત **પ્રભુની કોઈપણ જાતની કૃતિ ઉત્તમ જ છે, એમ જાણવું તે પુષ્ટિમાર્ગ.**

૬. **જે માર્ગમાં સ્વામિસુખ માટે જ સમગ્ર વ્યાપાર છે**, ઐહિક પારલૌકિક સુખ માટે વેદ, લૌકની જ્યાં જરૂર જ નથી તે શુદ્ધપુષ્ટિમાર્ગ. વાક્ય છે કે , *પુત્ર, પતિ, દેહ, સ્વજન, ગૃહ, વગેરેને છોડી પુરુષોત્તમ શ્રીગોકુલેશને જે તમો વરો છો, તે અચ્યુત્તમ છે.*

૭. **જ્યાં પ્રભુ જીવને પોતાનો કરી અંગીકાર કરવામાં જીવે કરેલાં સાધનોનો મુદ્દલે વિચાર કરતાં નથી, તે શુદ્ધપુષ્ટિમાર્ગ**- કેમકે સાધન સંપન્ન પુરુષો પણ તે ફળને પ્રાપ્ત કરી શક્તા નથી, જે ફળ અત્યંત અયોગ્ય પુલિન્દિ વગેરેને પ્રાપ્ત થયું છે, તે ફલ જેને પ્રભુ વરે છે, તે વડે જ તે પ્રાપ્ય છે. એ શ્રુતિનું અનુસંધાન કરી લેવું.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)





# જૈ જૈ શ્રીગોકુલેશ

### માહારે આંગણે આવીને વાયસ બોલિયારે

માહારે આંગણે આવીને વાયસ બોલિયારે,
હું તો જોઉં મારા વહાલાની વાટ, ગોકુલ ઘેર આવશેરે.
માહારે ઘેર પધારે શ્રીગોકુલનાથજી રે, મુજને ઉલટ અંગ ન માય. ગો. ૧
સખી શેરી તે વળી ને સજ કરૂં, લીલા પીળા પથરાવું પાટ. ગો. ૨
સખી બારણે કાચ ઢળાવીએરે, મેં તો મોતીના પૂર્યા છે ચોક. ગો. ૩
સખી મંડપ છાયો મોગરેરે, મેં તો ફૂલડે છાઈ છે વાટ. ગો. ૪
સખી કદળીના ખંભ રોપાવીયારે, મેં તો જાદર ચીર ઓછાવ્યા. ગો. ૫
જીરે માલણ આવે રે મલપતીરે, ત્યાં તો તોરણ સોહીએ દ્વાર. ગો. ૬
સખી ઉત્તમ પાથરણાં પથરાવીયાં રે, ચોપાસે બાંધ્યા ચંદરવા. ગો. ૭
સખી ગાદી ને તકિયા બિછાવિયારે, પધરાવા શ્રીવિઠ્ઠલજીનો લાલ. ગો. ૮
સખી શણગાર કરૂં શોભિતારે, ચોળી ચુંદડી ઘણચોળાં ને ઘાટ. ગો. ૯
સખી કંકુની પીયર કરીયનેરે, ચોખલીયા ચોડયારે લિલાટ. ગો. ૧૦
સખી આરતી કરૂં ઓવારણાં, ઓછાહે ભેટ કરૂંરે અપાર. ગો. ૧૧
સખી તનમનધન કરૂં વારણે, ભાવે ભેટ કરી પધરાવું. ગો. ૧૨
માહારા મંડપ છાયા મોગરેરે, મેં તો ફૂલડે છાઈ છે વાટ. ગો. ૧૩
મહારા મંડપ દીસે સોહામણારે, બિરાજા શ્રીગોકુલનાથ. ગો. ૧૪
સુખી રંગ રંગ રંગ થઇ રહ્યો, મને ઉલટ અંગ ન માય. ગો. ૧૫
માહારા મનના મનોરથ પૂરીયારે, વહાલે ભક્તની પૂરી આશ. ગો. ૧૬

**આનંદ ભરિ ડોલત વ્રજબાલા;**
**કુંકમ તિલક કટોરન ભરભર, મંગલ દેત સબનકે ભાલા. ૧**
**હઁસત પરસ્પર પ્રેમમુદિતમન પૂરિત પ્રેમ રસાલા;**
**ફૂલનસો નિરખત શ્રીવલ્લભવર, રસિક રસિલી બાલા. ૨**

# કવિત

મનસોં પ્રબોધિ અતિ મનુહાર કરિ કરિ,

માન મેરો કહ્યો તૂ તો ચિંતા મતિ કરરે;

ચિંતામણિ ગોકુલેશજીનેં ચિંતા કરિ દૂર,

ક્રૂર તૂ સમુઝિ વે વચન ઉર ધરરે.

આપ ચિંતા કીયે પાવે ચિત્તમેં કલેશ અતિ,

સોઈ ઉબરેગી તાતે ચિંતા પરિહરરે;

પ્રબલ અતુલબલ પ્યારે પ્રાણવલ્લભકો,

સોઈ ચિત્ત ધરિ, ધીર ટેકતેં ન ટરરે. ૧૨

**શ્રીગોકુલનાથકી જય**





SHRIMAHAPRABHU VIRACHITAM

# Bhaktivardhini

## Preface

Bhaktivardhini is the twelth of the Sixteen Sacred Books of ShriMahaprabhuji Shrimad Vallabhacharyaji. It is the foundation of Bhaktimarg, and it clearly shows the means by which Bhakti (devotion) towards God may be increased and strengthened. Nothing is said here about the *Mukhya Adhikari*, for this *Adhikaribal* is strong enough to lead him to final realization; the *Madhyam Adhikari* has to resort to *tyag* and *Shravan-kirtan* after his *bij-bhaav*, i.e. love towards God, which is produced only by HIS grace has been strengthened into *Aasakti* and *Vyasan*. Such a *Vyasani* who cannot live without God, should leave worldly surroundings, and realise HIS separation unobstructed. Such a Devottee is referred to in *NirodhLakshan* and his state is described in *Mahataam krupaya…..adhyasopi sidhyati*. It is for such a Devottee, that in Sixteen Sacred book SanyasNirnay it is said *virhanubhavarth tu parityago prashashyate*. His Saadhan is nothing else but *Bhaavo Bhavanaya siddha*. For the *Hin Adhikaari*- and almost all the people of the modern times should be included in this category-the method of strengthening the ***BijBhaav*** i.e., the divine love which is the gift of HIS Grace, is as follows : He must stay in *Grihasthashram* observe *Varnashramdharma*, give up worldly pursuits and worship *ShriGokulesh* by *Pooja, Shravana, And Etc*. Even if he cannot give up worldly pursuits on accounts of poverty, he must concentrate his mind in *ShriHari*, the remover of all pains, and always try for *Shravan*, etc. till the *BIJ* germinates, and *prem, aasakti and vyasan* are produced. The test of the divine love is *Sansarraagnaash*, the test of divine *Aasakti* is *Gruharuchi*, all the people in the house look like hindrances-nay, strangers. The test of *Vyasana* is the inability to live without Divine Presence, *Tadvina sthatumshaktihi*. Even such a *Vyasani* or *Virahatur* should not constantly stay at home, because it is a prison, full of many fetters.

The *Tyaag* stated above is not easy; it is full of obstacles due to *dusansarg* and *dust-anna*. Hence it is better to stay in a *Haristhana*, in the company of the Devottees, who are wholly engrossed in serving the LORD. There also the aspirant should stay near or distant, in such a way that his *Chitt* is not spoiled. ShriMahaprabhuji says that he who is wholly engrossed in *Seva* or *Katha* till his life will never perish.

If one is really anxious to go to God, he will learn much from this Grantha. The fourteen commentaries that we have been able to collect and publish show the various aspects from which we can look at it. Of each of the eight commentaries we had thee to five copies, and from





the nine we had only one copy of each. Of *ShriKalyanraiji's* Commentry we had got a mas. written by his illustrious son *ShriHariraiji*, also of *ShriPurushottamji's,* we had a mss. corrected by himself in his own hand-writing, and of 10, 11, 12, 13 we had the original mss (manuscript), written by the authors themselves.

A large collection of these commentaries we got from Pandit Gattulala's Library, and we are grateful to the departed Pandit for his vast and varied collection of manuscripts. Some manuscrips we were able to get from the Bhandarkar Research Institute, for which we are thankful to Dr. S. K. Belvalkar. ShriVallabhalalji, son of ShriDevkinandanji also gave us some manuscripts, and we acknowledge our gratefulness to Him. Lastly, some important original manuscripts Mr. Telivala was able to collect while on tour at *ShriNathdwara, Kota, Kankroli, etc*.

We note with pleasure the help that we have received in the preparation of press-copies of some of the manuscripts from Messrs.Gopaldas Jhalani of Ujjain, Dhirajlal Kashinath Pandya of Anand, Chandulal C. Shah, Bechardas Maganlal And Purushottamdas Tribhuvandas of Nadiad. This work is printed from the funds supplied by *Nityaleela Goswami ShriJeevanlalji* of Porbandar and his son *ShriRanchodlalji* and our sincere thanks are due to them.

With feelings of joy, we offer this fruit of our labour of love at the Lotus Feet of Lord ShriKRishna.

**Mumbai, March 1921.**

**MULCHANDRA T. TELIVALA, DHIRAJLAL V. SANKALIA.**

*We are grateful to our ShriGokulesh Pathshala team to present the English Translation of This Sixteen Sacred Book's Bhaktivardhini Book with the* ***Commentary of ShriChaturthkumar ShriSarvada Sevya ShriDadaji ShriGokulesh Prabhu****. We apologise in advance for the grammatical mistakes of the language, still we are making our best efforts to present the best way of understanding this Book of BHAKTIVARDHINI. There are 11 Slokas of this granth, and 14 commentators.*

*---- editor.*





|| ShriGokulesho Jayati ||

## SHRISARVADA SEVYA SHRIDADAJI SHRIGOKULESH PRABHU'S COMMENTRY ON

# Bhaktivardhini

*(Strengthening Devotion)*

**Yatha Bhakti Pravrudha Syathopayo Nirupyate ||**
**Bijbhave Dhradhe tu syatyagatshravanakirtanaat || 1 ||**

**BijDhdaryaprakarastu Gruhe Sthitva Swadharmata |**
**Avyavrutto Bjetkrushnam Pujya Shravanadibhihi || 2 ||**

**Vyavruttopi Harao Chittam Shravanadao Yatetsada |**
**Tata: prem Tathashaktirvyasanam Cha Yada Bhavet || 3 ||**

**Bijam Taduchyate Shhashtre Dhradham Yannapi Nashyati ||**
**Snehadragvinash Syadasktya Syadgruharuchi || 4 ||**

**Gruhasthanam Badhakatvanamanatmatvam Cha Bhasate ||**
**Yada Syad Vyasanam Krishne Krutho Syatdaiv Hi ||5||**

**Tadrushyapisatatam gehsthanam vinashakam ||**
**Tyavamkrutva yatedhyastu tadarthaikmanas || 6 ||**

**Labhate Sudhrada Bhakti Savatopiadhika Param ||**
**Tyage Badhakbhuyastava Dusansargatathannanta || 7 ||**

**Ata Stheyamharisthane Tadiyai saha tatpara ||**
**Adure viprakarsheva yatha chittam na dushyati || 8 ||**

**SevayamVa kathayamVa yasya saktir dhradha Bhavet ||**
**Yavajjivan tasya nasho na kvapiti matirmama || 9 ||**





**Baadsambhavnayam tu naikante vaas ishyate ||**

**Haristu sarvato rakshamkarishyatina sanshaya || 10 ||**

**Itievam bhagwatshastram gudhtatvam nirupitam ||**

**Ya etatsamadhiyit tasyapiyadhradha rati || 11 ||**

***This Bhaktivardhini Granth had 14 commentries of different MananuBhaav Aacharyas. From which by sequence are***

1. ***ShriTritiyakumar ShriBalkrishnaji***
2. ***ShriChaturthkumar ShriGokulnathji (ShriVallabhji)***
3. ***ShriPanchamkumar ShriRaghunathji***
4. ***ShriKalyanraiji***
5. ***ShriHariraiji***
6. ***ShriGopeshwarji***
7. ***ShriPurushottamji***
8. ***ShriVallabhji***
9. ***ShriJayGopal Bhattji***
10. ***ShriLaloo Bhattji***
11. ***Keshanschit***
12. ***ShriVallabhatmaj ShriBaalkrishnaji***
13. ***ShriGiridharji***
14. ***ShriDwarkeshji.***

*……….will continue the Commentry*

**ShriGokulnath Ki Jai**





# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨
અંક ૨
શ્રીઅપરા
એકાદશી
વ્રત
વૈશાખ
વદ ૧૧,
૨૦૬૫

## શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય શ્રીગોકુલમેં આપ અપની શ્રીબેઠકમેં બિરાજત હતે, તબ એકને પુછી જે રાજ, શ્રીવહુ, બેટીજી બ્રહ્મસંબંધ દેત હે ઓર આપ દેતહો યામે કછુ તારતમ્ય હોયગો, સો કૃપા કરકે સમજાઇયે. તબ આજ્ઞા કીની જે હમેરે ઘરમેં ગદ્દીનશિનકે ભાવતે વહુજી બ્રહ્મસંબંધ કરાવત હે યામે કછુ તારતમ્ય નહિ, ઓર દૂસરે ઘરનમેં મોતીવાલે બાલકકો લીયો જાય તો આછો, વહુજી બાલકકી પરોક્ષમેં દે શકે હે( *યાહા પર સ્પષ્ટ આજ્ઞા હે, કેવલ બાલકકી પરોક્ષમેં, પ્રત્યક્ષમેં નાહીં*), યામેં આત્મા હે, સો વામેં પું ભાવ હે, યાતે બ્રહ્મસંબંધ કરાવે તો હરકત નહિં, હમેરે ઘર (શ્રીચતુર્થગૃહ) કે વૈષ્ણવકૂ ફીર બ્રહ્મસંબંધ કરાયવેકી રીતહે; બ્રહ્મસંબંધ એક પ્રકારકે નહિ હે, જીનકો જેસો વરણ તેસો વાકુ ફલીભૂત હોત હે. (*બેટીજી બ્રહ્મસંબંધ નાહીં દે સકે*).૨૭